# ટેકરી પર આગ

થોમસ લુઈસ

ચિત્ર : જોઆન સેન્ડીન



# ટેકરી પર આગ

થોમસ લુઈસ

ચિત્ર : જોઆન સેન્ડીન





એક વખત મેક્સિકો માં એક ખેડૂત રહેતો હતો.

એ એક નાના ગામ માં એક ઘર માં રહેતો હતો.

એના ઘર માં કેવળ એક રૂમ હતો.



ખેડૂત ખુશ ન હતો.

"અહીં ક્યારેય કંઇ થતું નથી," એ હંમેશા કહેતો હતો.

ગામ ના લોકો ખેડૂત ને નાદાન સમજતા હતા.

"આપણી પાસે એ બધું છે જે આપણને જોઈયે," ગામ ના લોકો કહેતા હતા.

અને એક ચર્ચ છે જ્યાં એક જૂનો ઘંટ દર રવિવારે વાગે છે. આપણું ગામ સૌથી સારું છે."

"પણ અહીં ક્યારેય કંઈ થતું નથી," ખેડૂત વારે-વારે એજ દોહરાવતો હતો.

"આપણી પાસે એક સ્કૂલ છે અને એક બજાર છે.

પ્રત્યેક સવારે જયારે ખેડૂત
ઉઠતો તો સૌથી પહેલા એને
એના નાના ઘર ની છત દેખાતી
હતી.

પ્રત્યેક સવારે નાસ્તા માં એ
મકાઈ ની બે ભાખરી ખાતો
હતો.

પત્નીએ એ ભાખરી પાછલી
રાતે બનાવેલી હતી.

એ ભાખરી ઉપર મધ લગાવતો,
અને માટી ના કુલ્હડ઼ માં
દાલચીનીવાળી ચ્હા પીતો હતો.

"અહીં ક્યારેય કંઈ થતું નથી,"
એ કહેતો હતો.





હજી અંધારું હતું પણ ખેડૂત એના ખેતર પર જવા તૈયાર હતો.

એનો દીકરો પાબ્લો હજી સૂતો હતો.

"કદાચ આજે," એની પત્ની એ કહ્યું, "કંઈક થશે."

"નહીં," ખેડૂતે કહ્યું. "અહીં ક્યારેય કંઈ થતું નથી."

ખેડૂત એના બળદ ને ખેતર તરફ લઈ ગયો અને એણે પાછળ વળી ને પણ જોયું નહીં.

રાતે ખેડૂત ઘરે પાછો ફર્યો. એણે એના બળદ ને ખવડાવ્યું.

પછી એ તાપણાં પાસે બેસી ગયો. પાબ્લો, પાંચ લીસા પથ્થરો સાથે રમી રહ્યો હતો.

એણે પથ્થરો ને એ ખાડા તરફ ફેંક્યા જે એણે જમીન માં બનાવ્યો હતો.

"જુઓ પાપા!" પાબ્લો એ બૂમ પાડી. "મારો એક પથ્થર ખાડા માં જતો રહ્યો!"



પણ ખેડૂત થાકી ગયો હતો.

એણે કોઈ જવાબ ન આપ્યો.

એના દરેક દિવસો એકસરખા હતા.

એક સવારે ખેડૂત બહુ વહેલો ઉઠયો.
એણે એનું ઉની ખમીસ પહેર્યું.

એણે દીવાલ પર લાગેલા ખૂંટા પરથી
એની મોટી ટોપી ઉતારી.

"આજે મને ખેતર પર જલ્દી જવું પડશે,"
એણે કહ્યું.

"હજી ખેતર ખેડાયું નથી અને જલ્દી
મકાઈ રોપવાનો સમય આવી
જશે."



ખેડૂતે આખી સવાર ખેતર માં કામ કર્યું. બળદે એની મદદ કરી.

જયારે ખેતર ખેડતા એક મોટી ચટ્ટાન આવી તો બળદ અટકી ને બેસી ગયો.

ખેડૂતે ચટ્ટાન ને દૂર ધકેલી દીધો.

"ચાલ! ચાલ!" ખેડૂતે કહ્યું.

બળદે ખેડૂત તરફ જોયું.

પછી બળદ ઉઠયો અને એણે હળ ને ફરી ખેંચ્યો.



બપોરે જયારે સૂરજ ખૂબ તપતો હતો ત્યારે પાબ્લો ખેતર પર આવ્યો.



"પાબ્લો!" ખેડૂતે કહ્યું. "આજે તું સ્કૂલ કેમ નથી ગયો?"

"આજે સ્કૂલ માં રજા છે, પાપા," પાબ્લો એ કહ્યું.

"હું હળ ચલાવવામાં તમારી મદદ કરવા આવ્યો છું," પાબ્લો એ કહ્યું. ખેડૂતે સ્મિત કર્યું.

ખેડૂતે એના ખિસ્સા માં હાથ નાખ્યો અને એણે પાબ્લો ને એક નાનું લાકડાનું રમકડું આપ્યું.

"એક બળદ!" પાબ્લો એ બૂમ પાડી. ખેડૂતે એ રમકડું એના દીકરા માટે બપોરે આરામ કરતે સમયે બનાવ્યું હતું.



પાબ્લો એ ખેડૂત ને ખેતર ખેડવામાં મદદ કરી.

બળદે હળ ખેંચ્યું અને એથી નીચેની માટી ઉપર આવી. પણ અચાનક હળ અટકી ગયું.

ખેડૂત અને એના પુત્રે ધક્કો માર્યો અને બળદે હળ ખેંચ્યું.

પણ હળ હલ્યું નહીં. એ ટસ-થી-મસ ન થયું. હળ માટી માં ધસી ગયું.

અને પછી એ માટી માં ધસતું જ ગયું, નીચે! નીચે!

એક નાના ખાડા માં.



ધીમે-ધીમે એ નાનો ખાડો મોટો થતો ગયો. જમીન ના ઊંડાણ માં થી અવાજ આવવા લાગ્યો, જાણે કોઈ ઘુરકાટ કરી રહ્યું હોય.

ખેડૂતે ઝાંક્યુ.

પાબ્લો એ પણ ઝાંક્યુ.

બળદે પણ એનું માથું ફેરવ્યું.

જમીન ના ખાડા માં થી સફેદ ધુમાડો બહાર નીકળ્યો.



"દોડો!" ખેડૂતે બૂમ પાડી.

"દોડો!"

પછી જોરથી અવાજ આવ્યો.

અને પૃથ્વી ફાટી.

ખેડૂત દોડયો.

પાબ્લો દોડયો. બળદ પણ ભાગ્યો.

જમીન માંથી આગ અને ધુમાડો નીકળવા લાગ્યા.



ખેડૂત એના ગામ ભણી ભાગ્યો.

એ ચર્ચ માં દોડતો ગયો અને એણે જોરથી ચર્ચ નો ઘંટ વગાડયો.



બીજા ખેડૂતો પણ એમના ખેતર
છોડી ને ભાગતા-ભાગતા આવ્યા.

લોકો પોત-પોતાના ઘરો માં થી
બહાર નીકળી આવ્યા.

"જુઓ!" ખેડૂતે કહ્યું.

"ત્યાં જુઓ!"



એ રાતે કોઇ સૂતું નહીં.

બધાએ આકાશ માં આગ ને ઉઠતી જોઇ.



આગ ત્યાં થી નીકળી રહી હતી

જ્યાં ખેડૂત નું ખેતર હતું.



પછી એક જોરદાર વિસ્ફોટ થયો,

પછી બીજો, અને ત્રીજો.

જમીન માં થી ગરમ લાવા બહાર નીકળવા લાગ્યો.

લાવા વૃક્ષો માં થી નીકળી ને જમીન પર ફેલાઈ ગયો.

લાવા એના ગામ તરફ વહેવા લાગ્યો.

લાવા ખેડૂત ના ઘર તરફ વહેવા લાગ્યો.

સળગતા પથ્થર ના ટુકડા હવા માં ઉડવા લાગ્યા.

હવે ધરતી ખાંસવા લાગી. દરેક ખાંસવા સાથે ટેકરી પર ની આગ વધારે ઉપર ઉઠવા લાગી.



થોડા જ દિવસો માં એ ટેકરી, એક ઊંચા પર્વત જેટલી મોટી થઇ ગઈ.

અને ત્યાં દર થોડી મિનિટો માં એક જોરદાર અવાજ થતો હતો.

ખિસકોલી, સસલા દોડયા અને પક્ષી આગ થી દૂર ભાગ્યા.

લોકો પોતાના ગધેડા અને બળદો ને સુરક્ષિત જગ્યા એ લઈ ગયા.

સળગતી રાખ અને લાલ પથ્થર ના ટુકડા અહીં-તહીં ઉડી રહ્યા હતા.

ખેડૂત અને એના પાડોશીઓ એ ધુમાડા થી બચવા નાક ને ભીના કપડાં થી ઢાંક્યા.



થોડા લોકો વરાળ નીકળતા લાલ લાવા પાસે ગયા.

એ એમની સાથે મોટા ક્રોસ લઈને ગયા.

એમણે આગ પર કાબૂ મેળવવા માટે ઈશ્વર ને પ્રાર્થના કરી. ખેડૂત અને પાબ્લો એક ટેકરી ને કિનારે થી એ જોઈ રહ્યા હતા.



જયારે ધમાકા બંધ થયા અને આગ ઓછી થઈ, ત્યાં સુધી માં એક ખેડૂત નું ઘર નષ્ટ થઇ ચૂક્યું હતું.

સ્કૂલ પણ બળી ને રાખ થઇ ચુકી હતી. બજાર ગાયબ થઇ ગયું હતું.

અડધું ગામ ધ્વસ્ત થઇ ચૂક્યું હતું.

પછી એક દિવસ થોડા ગણવેશ પહેરેલા સૈનિકો, ગાડી અને ટ્રકો માં એમના ગામ આવ્યા.



"તો તું એ છે જેણે હળ થી પૃથ્વી ને ખોલી હતી," એમણે ખેડૂત ને કહ્યું. એ હસ્યા.

"નસીબદાર છો કે તમે જીવતા બચી ગયા."



સૈનિકો એ ગામ ભણી જોયું. "બધા એ ગામ છોડી ને જવું પડશે!" કપ્તાને કહ્યું.

"હવે અહીં રહેવું સુરક્ષિત નથી."

પછી ખેડૂત, એની પત્ની અને પાબ્લો અને ગામ ના બધા ગામલોકો સૈનિકો સાથે ગયા.

તેઓ ટ્રકો માં સવાર થઈને ગયા.





નવું ઘર, જૂના ઘર થી બહુ દૂર ન હતું. પણ એ "રાક્ષસ" જ્વાળામુખી થી સુરક્ષિત બચવા માટે દૂર હતું.

ખેડૂત ને નવું ઘર મળ્યું.

નવું ઘર જૂના ઘર થી મોટું હતું.

લોકોએ એ ભીષણ જ્વાળામુખી ને "રાક્ષસ" નામ આપ્યું હતું.

લોકો એ એક નવું ગામ બનાવ્યું.

એમણે નવી શાળા અને નવી બજાર પણ બનાવી.





લોકો એ એક મોટો ઉત્સવ મનાવ્યો કેમકે હવે એ સુરક્ષિત હતા. મેળા માં બેન્ડ વાગ્યું. લોકો ખુશી થી નાચ્યા અને તાળીઓ પાડી.



"રાક્ષસ" જ્વાળામુખી ને જોવા લોકો શહેર થી બસ માં સવાર થઈને આવ્યા.

ગામલોકો એ એમને ખાવા માટે સંતરા, તરબૂચ, હોટ ડોગ અને મકાઈ ની રોટી વેચી.

હવે ખેડૂત પાસે એક નવું ખેતર હતું. એ રોજ સવારે વહેલો ઉઠતો હતો. હજુ પણ અંધારું હતું પણ "રાક્ષસ" જ્વાળામુખી આકાશ માં ચમકી રહ્યો હતો.

રોજ સવારે નાસ્તા માટે એ બે મકાઈ ની રોટી ખાતો હતો.

જે એની પત્ની એ પાછલી રાતે બનાવી હતી.

ખેડૂત એના નવા ખેતર માં ગયો. એનો બળદ પણ પહેલા ની જેમ એની સાથે ગયો.





ક્યારેક-ક્યારેક પાબ્લો ગામ ના બાળકો ને ખેડૂત ને મળવા લાવતો હતો.

ખેડૂત ના ખેતર માં થી તેઓ જ્વાળામુખી માં થી ઉઠતો ધુમાડો જોઈ શકતા હતા. જ્વાળામુખી જોઈ ને એમને લાગતું હતું જાણે કોઈ વૃધ્ધ માણસ પાઇપ થી ધુમ્રપાન કરી રહ્યો હોય.

બાળકો એ ખેડૂત ને પૂછ્યું, "શું તમે બીજી આગ ની ટેકરી બનાવી શકો છો?"



"ના, મારા મિત્રો, નહીં," ખેડૂતે કહ્યું. પછી એ હસ્યો.

"મારે માટે આગ ની એક ટેકરી પૂરતી છે."

## લેખક ની નોંધ

આ વાર્તા 20 ફેબ્રુઆરી, 1943 ના પરિકુટિન જ્વાળામુખી ને ફાટવા ના અહેવાલ પર આધારિત છે. આ જ્વાળામુખી મેક્સીકન રાજ્ય મીંચોઆકાન માં, ડાયોનીસીઓ પુલીડો નામના એક તારાસકન ઇન્ડિયન ના મકાઇ ના ખેતર માં ફાટ્યો હતો.

કોઈ મર્યુ નહોતું, પણ બે હજાર થી વધારે લોકોએ પોતાના ઘર ખોયા.

પૂર્વ વૃતાન્ત ના  ઇતિહાસ માં કેવળ એક જ વાર ફાટતા જ્વાળામુખી ના જન્મ ને માનવ આંખો એ જોયો છે. એ કેનેરી દ્વીપ સમૂહ માં ટેનેરિફ પર હતો.

આજે પણ લોકો પરિકુટિન જઈ શકે છે. ત્યાં એ જ્વાળામુખી, અને ધ્વસ્ત થયેલા ગામ ને પણ જોઈ શકે છે - જે કઠણ રાખ અને લાવા નીચે દબાયેલું છે.

પાબ્લો ના પપ્પા ના દરેક દિવસો એક સરખા જ હતા. પછી એક બપોરે જમીને ઘુરકાટ કર્યો અને ધુમાડો કાઢ્યો, અને એના હળ ને ગળી ગઈ. એના મકાઈ ના ખેતર ની વચ્ચે એક જ્વાળામુખી ફાટી રહ્યો હતો!